વીને પુછો કે તેં કોને ચુડો પાનેતર પેહેરાવીને પરણાવ્યા છે. એ સાંભળી રાજા શેઠને કહે છે. કે જો શેઠ એ વાત સાચી હોય તો છુટકો કરી ઘેર જાઓ, ને જુઠી હોય તો દેવજીને બોલાવો પછી શેઠ કહે છે.

દોહરો—કપાશા તો એમ બોલીયાને, રાજા સાંભળો મારી એક વાત: સદેવંતે તો ઝાઝી કરીને, મારૂ માણસ ન રહ્યું હાથ.

હે રાજા તમો કહોછો કે છુટકો કરો પણ વગર છુ છુટકે છુટકો છે કે તેને રહેવું નથી પછી છુટકાનું શું કામ છે. એમ કહી પોતે ઘેર આવ્યા, હવે રાજા વિરમદે પોતાની કુવરીને સદેવંત જોડે પરણાવા કાજે વડીઆં લગન લીધાં ને પોતે ચોરી બંધાવીને પોતાની કુંવરીને અને સાવળીંગાને પોતાને ઘેર પરણાવે છે.

ચોપાઇ—ચોરી બંધાવી ચાર, પ્રિતે પરણાવીયા; રાજેંદ્ર બેઠા એક બે ફેરે રાણીયાં, ધવળ મંગળને ધોળ; વધાવારે વાગીઆં; શુભલગને સાવધાન પ્રીતેથી પરણાવીઆં—પછી રાજા વીરમદેએ બંનેને કન્યાદાન દીધું ને વાજતે ગાજતે પરણાવ્યા પરણી ઉઠી પોતાના રંગમેહેલમાં ગયા. પછી શાવળીંગા સદેવંતને કહેછે.

ચોપાઇ—વાહરે વાલમ વાહ જનમારો બધો હારીયાં કંથા તમારે કાજ રહીતી હું કુવારીયાં. ૫૯૬

હે. મહારાજ તમારૂ સારૂ જનમારો હારીને કુવારી રહીતી તો તમારૂ કામ તામ થયું ત્યારે સદેવંત કહે છે.

સોહલો—રગધેસંગ અવતાર થયો જ્યાંય વિપ્ર થઈ હુ વર્યો તો ત્યાંય કપીલ થઇને વાવ્યમાં રહયો માર ખાવા મહારીને ઘેર ગયો ૫૯૭ સુડાને વેશે નાગે ગળયા ચકવાચકવી થઇ દવમાં બળયાં મોર થઇ બાળીયુ તુ અંગ વિપ્ર થઇ વધાવ્યુ તેને.

હે ગણી તારે કારણ સાત અવતાર એમ ભોગવવા પડયાં છે ને કહે છે કે કુવારી રહી તો કામ થયું પણ કે જો તુ કુંવારી ન રહી હોત તો હુ વળી તારા પાછળ રાજપાટ મુકીને બટકત ફરત એમ કહી ત્રણ જણ સુતા છે.

ચોપાઈ—રંગમેહેલની માંય ત્રણે જણ સુઈ ગયાં લખ્યા હતા છઠોના લિખ નામતો અમર રહી ગયાં ૫૯૮

પોતાના વિધાત્રાએ લેખ લખ્યા હતા તે પ્રમાણે ૭ અવતાર. વિયોગ ભોગવી સાતમે અવતાર આટલુ દુખ સહી સજોગ ગતિને પામ્યા વહાણાનું પહોર થયું ક રાજાએ જવાની તઈયારી કરી.

**ચોપાઈ**—ધીધી વાગ્યા ઢોલ જાનરે જોડાવીયાં; અમીર ને ઉમરાવ સાંથે સરવે ચાલીયાં ૭૦૦ રાજા વિરમદે કોય. કામતો ભલા કર્યા પરણી સદેવંત રાય ઘરદીશાએ પધારીયા ૭૦૧ ગોર આવીને કોય આશીશુ બહુ દીએ ભાટ ચારણને કોય, દાન અતીશે દીયે.

**શોહલો**—સદેવંત રાજા નિસર્યા બહારે નગર લોક મળયારે ચાર શીખુ લુઇને જોડી જાન રાજા વિરમદેએ દીધાં માન બહુમાણ સરવેન દીધાં દાનમાં નહી જરા અભિમાન, વહેલા વહેલા તમે આવજો, સંદેશા સારા કહાવજો.

**કવીત છપ્પો**—કુંકણ હમચ કનોજ કચ્છપંચાલ તેલંતર શ્વેતબ બરામેશ્વર, સાત સાહેર જાડખંડમેવાડ, ગુજરધર વેરાડખંડ, એટલા પાટ, હઇરવચ્ચે, શાખા બાંધી શાલીવાન ભોમ દક્ષણ ભોગવે ગલક શેહેર મેવાડ, તેનાં રાજ સુગીપર નવકોટી મારવાડ ધજબધ ધમ લાગર નવ લખી બજાર કોશ પચીશ ગામમે, શોભા શેહેરની જોઇ વારંવાર ઇદ્ર વખાણે તે ફરતે સમુદ્ર ચોહેર તેપરે શાખા બાંધી શા લીવાંણ રાજ કરે એક ચકવે.રાજા વિરમદેએ સદેવંતને હાથીઘોડા રથ અને થોડું ઘણું લસ્કર આપીને હાથી વદાય કર્યાહવે સદેવંત રાજા ત્યાંથી પોતે પોતાના નગરમાં આયા.

**ચોપાઇ**—ધીધી વાગ્યાં ઢોલ શેહેર પોતાને આવીયાં આવ્યા મોહોલા માંય મોતીડે વધાવીયાં ગરીબ ગરબાના કોય દુખ સરવેના કાપીયાં; સરવ રાણી શીર મોડ, શાવળીગા પાટોધર થાપીયાં; થડ થડકે કોય કવેશ્વર કહી ગયા આંખી બાંધી શાલીવાન નામતો અમર રહી ગયાં

**દોહરો**—એવી પ્રિત્યુ કોઇક કરેને વળી શાખારે બાંધી શાલીવાન કોક કવેશ્વર કહી ગયાને એમનાં અમર રહી ગયા નામ, **સોહલો.**

**એ વારતા સંપુરણજ કરી વાણી નિરમળ રસિક ભરી; સદેવંત શાવળીંગાના પેહોંચ્યા કોડ, એક વાર બોલો જેજે શ્રી રણછોડ-**

**સમાપ્ત**